

# શ્રીગોકુલેશ પાઠશાળા

## શ્રીમોક્ષદા એકાદશી વ્રત

વર્ષ ૪ અંક ૯ માગસર સુદ ૧૧, ૨૦૬૭



અનુક્રમણિકા







### राग कान्हरो

श्रीगोकुलनाथ गाजे सबनही सीरमोर ।

धोती उपरना सेत सुन्दर तिलक भाल छबि छाजे ।। १ ।।

नौतन तुलसी माल केसर भरि सोंधे सुवासित भ्राजे ।

वल्लभदास प्रभु अङ्ग अङ्ग मोहत करत दान रसराजे ।। २ ।।

સર્વ શ્રીગોકુલેશચરણશરણાનુરાગી સમાજ,

જૈ જૈ શ્રીગોકુલેશ,

શ્રીગોકુલેશ પાઠશાળા આપ સર્વે શ્રીગોકુલેશચરણશરણાનુરાગી સમાજને શ્રીમદ્ શ્રીવિઠ્ઠલનાથ પ્રભુચરણ શ્રીગુસાંઈજીના પ્રાગટ્યોત્સવ (સં.૧૫૭૨)ની અનેકાનેક વધાઇ. આપણે સૌ શ્રીગોકુલેશચરણશરણારુગી સમાજ આ શુભ દિવસને અનેક રીતે વધાવીએ. આઓ, આપણે પ્રાચિન હાસ્ય પ્રસંગ સમજીએ.

એકવાર શ્રીગોકુલનાથજી બિરાજમાન છે, તે વખતે એક હાસ્ય પ્રસંગ કહ્યો છે : એક માણસને દમનો રોગ હતો, તેથી તેનાથી ખવાતું પણ નહિ, તેને તેની સ્ત્રી ખવડાવતી. એક દિવસ તેની સ્ત્રી ખવડાવતી હતી, છતાં પેલો રોગી હાંફ્યા કરતો હતો, એટલે પેલી સ્ત્રીએ કહ્યું કે તમને ખવડાવું છું તો હું, તમને શી તસ્દી પડે છે કે હાંફો છો ? આ સાંભળીને પેલો દમીલો બોલ્યો કે, આ ખોરાક ચાવે છે કોણ...તારો બાપ ?

પ્રિય વાચક !! આ પ્રસંગ સાંભળીને આપણને હસવું આવશે, પણ આપણી દશા આવી જ છે. આપણે પ્રભુનું નામ માત્ર મોઢે લેવાનું છે, તેમાં કાંઇપણ તસ્દી નથી કે થાક પણ નથી છતાં જેમ પેલા દમીલાને ચાવતા પણ તસ્દી પડે છે, તેમ આપણને પ્રભુનું નામ દેતાં તસ્દી પડે છે. એટલે એમ કે આપણે પણ એ દૃષ્ટિએ જો સદા પ્રભુનું નામ ન દેતાં હોઇએ તો દમીલા જ છીએ, પરમભક્તો તો આપણને કહે છે કે શ્વાસેશ્વાસ તું પ્રભુ નામનું ઉચ્ચારણ કર, કારણ કે કેમ જાણ્યું કે આ તારો નીકળતો શ્વાસ છેલ્લો નહિ હોય ? ભગવદીયે સદા એક હાથમાં મૃત્યુ ને એક હાથમાં ઈશ્વરને રાખીને ફરવું કે જેથી ગમે તે વખતે મૃત્યુ આવે છતાં પ્રભુમાં ચિત્ત હોવાથી અધોગતિ ન થાય, અને મૃત્યુની ભીતિ રાખવાથી કોઇ પણ અયોગ્ય કામ આપણાથી ન થાય.

**राग देवगंधार :- श्रीवल्लभ राजकुमार; पर पाखण्ड़ कपट खण्डन कर, सकल वेद धूरीधार. १ परम पुनित तपोनिधि पावन तन शोभित जित मार; निजमुख कथित कृष्णलीलामृत सकलजीव निस्तार. २ निज मुख सुदृढ़ सुकृत कर हरिपद नवधा भक्ति प्रचार; दुरित दूर अचेत प्रेत गति हतित पतित उद्धार. ३ नहीं मति नाथ कहांलो वरणुं अगणित गुणगण सार; छीत्तस्वामी गिरिधरन श्रीविट्ठल प्रकट कृष्ण अवतार. ४**

**राग धनाश्री :- आज बधाई श्रीवल्लभद्वार; पौष मास वदि नौमि शुभ दिन श्रीविट्ठल अवतार. १ ज्ञान रहित जीवन हितकारण नाम विवेक विचार; यह जान सुंदर मधुराकृत मूरति परम उदार. २ भूतल भाग्य हमारे मायिक मत निधसार; ब्रह्मवाद कलि कल्पवृक्षकी फिर उलही सब डार. ३ प्रेम समुद्र भक्तिमारग को उमग्यो ताही वार; याहीते द्विज राज कहाये श्रगिरिधर साकार. ४**

**राग कान्हरो :- आज धन्य भाग्य हमारे प्रकटे श्रीविट्ठलनाथ; निरखत त्रिविध ताप तनके गये भवसागर ते तारे. १ शामल अङ्ग वदन पूरनचन्द देखियत जग उजियारे; छीतस्वामी गिरिधरन श्रीविट्ठल वल्लभलाल ललारे. २**

ભાવત્ક :- દાસ ગોપાલ અને જૈ જૈ શ્રીગોકુલેશ પરિવાર, વડોદરા

॥ શ્રીગોકુલેશો જયતિ ॥

# ટિપ્પણી

વિક્રમ સંવત્ ૨૦૬૭ માગસર સુદ પક્ષ ૧૧ થી વિક્રમ સંવત્ ૨૦૬૭ માગસર વદ પક્ષ ૧૦ (ગુર્જર માસ)

ડિસેમ્બર ૧૭ ૨૦૧૦ થી જાન્યુઆરી ૧ ૨૦૧૧

| મિતિ | વાર | તારીખ | શ્રીવાલ્લભ શ્રીચતુર્થગૃહના ઉત્સવ |
|---|---|---|---|
| ૧૧-માગસર સુદ | શુક્ર | ડિસેમ્બર-૧૭ | **શ્રીમોક્ષદા એકાદશી વ્રત** |
| ૧૨ | શનિ | ૧૮ | |
| ૧૩ | રવિ | ૧૯ | |
| ૧૪ | સોમ | ૨૦ | |
| ૧૫ | મંગળ | ૨૧ | ગોપમાસ સમ્પૂર્ણ |
| ૧-માગસર વદ | બુધ | ૨૨ | |
| ૨ | ગુરુ | ૨૩ | |
| ૩-૪ | શુક્ર | ૨૪ | |
| ૫ | શનિ | ૨૫ | શ્રીમદ્ શ્રીવિઠ્ઠલનાથ પ્રભુચરણ શ્રીગુસાંઈજીના ઉત્સવની વધાઈનો પ્રારંભ |
| ૬ | રવિ | ૨૬ | |
| ૭ | સોમ | ૨૭ | |
| ૮ | મંગળ | ૨૮ | |
| ૯ | બુધ | ૨૯ | શ્રીમદ્ શ્રીવિઠ્ઠલનાથ પ્રભુચરણ શ્રીગુસાંઈજીનો પ્રાગટ્યોત્સવ (સં.૧૫૭૨) |
| ૧૦ | ગુરુ | ૩૦ | |

*શ્રીવાલ્લભ સિદ્ધાંતનિષ્ઠ શ્રીચતુર્થપીઠ તરફથી પ્રકાશિત ટિપ્પણીને આધારે આ પખવાડીક ટિપ્પણી.*

નોંધ :- *શ્રીગોકુલેશચરણશરણાનુરાગી સેવક સમાજ માટે વર્ષભર આવનાર ઉત્સવ માટે કેવળ આજ ટિપ્પણી માન્ય રાખવી, એ આપણું કર્તવ્ય છે. અને આ ટિપ્પણી પ્રમાણે ઉત્સવ મનાવવાં. ટીપ્પણી તે પીઠનો આદેશ સમાન મુખપત્ર છે.*

**વિષયભોગની વાસના હોય ત્યારે ન હોય તેવો પણ સંસાર બાધ કરે છે.**

(શ્રીસુબોધિનીજી ૩-૨૭-૨૪)

*।। શ્રીગોકુલેશો જયતિ ।।*

# ગુરુ શિક્ષા

## ગોસ્વામી શ્રીદેવકીનન્દનાચાર્યશ્રી

જગતમાં જન્મ્યા પછી અવસ્થા અને વિચારથી કાંઇ પરિપક્વતા આવ્યા બાદ એકવાર આપણને ખુબ સામાન્ય રીતે પણ જેને અત્યારે આધુનિક ભાષામાં આપણે સામાન્ય બુદ્ધિ કહીએ છીએ તેવી અતિ સામાન્ય સમજથી પણ સમજી શકાશે કે આ જગતમાં બે પ્રકારનાં સત્ય ખુબજ સ્પષ્ટ અને અનુભવ સિદ્ધ છે. તે છે વસ્તુમાત્રમાં બે પ્રકારનું વર્ગીકરણ એક અનિત્ય અને એક નિત્ય. આ બાબતમાં સંશય કે અયોગ્ય તર્કને કોઇપણ અવકાશ નથી. સદાય બાલકપણાની અબોધ અવસ્થામાં પણ એટલી તો સમજ હોય જ છે કે કઇ વસ્તુ ટકી રહે છે અને કઇ વસ્તુ નથી ટકતી, અબોધ અવસ્થામાં આ ટકવાનું કે ન ટકવાનું નિત્ય કે અનિત્ય રીતે ન સમજાતુ હોય છતાં પણ આ ટકવાની ન ટકવાની સુક્ષ્મતામાં રહેલ પદાર્થ માત્રની નિત્યતા અને અનિત્યતાને, આપણા ચેતન મસ્તિષ્ક નહિ પણ અચેતન મસ્તિષ્ક પણ સ્વીકારે છે.

આ ચેતન અચેતનને આપણે બોલચાલની ભાષામાં કહી બેસીએ છીએ. '**જાણે કે અજાણે**' આ વાતને ઊંડાણને વિચારતા મનુષ્ય માત્રને પ્રતીતિ થાય છે કે જે આ પ્રતીતિ કરનારા એટલે કે અનુભવ કરનારા આપણે જ છીએ. તે આપણા પોતાના અસ્તિત્વનું પણ કાંઇક ટકી રહે છે અને કાંઇક નથી ટકતું. આ બધું ખુબ સારી રીતે, જોઇને અને જાણીને પણ આપણામાં કાંઇક એવું છે જેને આપણે બોલચાલની ભાષામાં '**સ્મશાનવૈરાગ્ય**' કહીએ છીએ. અર્થાત્ જન્મની ક્ષણથી માંડી જેને માટે તમામ પ્રયાસો, તમામ ચેષ્ટાઓ, તમામ વિચારો અને તમામ સત્ અસત્ ખોટા ખરા બધા જ કાર્યો થતા હોય છે તેવા દેહને પણ એક દિવસ અલવિદા કરી દેવી પડે છે.

બીજા શબ્દોમાં આપણા પોતાનામાં પણ કાંઇક એવું છે જે એક અવધિ સુધી હોવા છતાંય નથી હોતું, મતલબ કે નથી ટકતું ! બસ, આનું જ નામ છે અનિત્ય અને નિત્યની સમજ. આ નિત્ય અનિત્યના ઊંડા વિશ્લેષણ કે વિચારમાં આપને આગળ નહિ વધીએ. પરંતુ જેના માટે બધું થાય છે તેનું પણ ટકવાપણું કે ન ટકવાપણું વિચારતાં મૂઢમતિને પણ એટલી સમજતો આવે છે કે શું ટકે છે અને શું નથી ટકતું; વધુ સ્થૂલતાથી કહીએ તો શું ટકી રહે છે અને શું નથી ટકતું ?

આ નિત્ય-અનિત્યના સંદર્ભનો થોડોક પણ ઊંડાણથી વિચાર કરતાં આપણને સમજાશે કે શ્રીમહાપ્રભુ આપણને આપણી આ લોકયાત્રામાં જે માર્ગ બતાવી રહ્યાં છે, જે ઉપાય દર્શાવી રહ્યાં છે જે દિશા દર્શાવી રહ્યાં છે કે તે દિશા ટકી રહેવાની દિશા છે, તે માર્ગ ટકી રહેવાનો માર્ગ છે, તે ઉપાય ટકી રહેવાનો ઉપાય છે. બીજા શબ્દોમાં આ માર્ગ, આ દિશા, આ ઉપાય, નિત્ય છે કેમકે આ માર્ગનું ગંતવ્ય, આ ઉપાયનું પ્રાપ્તવ્ય અને આ દિશાનું લક્ષ્ય તે પોતે નિત્ય છે. નિત્યને માટે જે કાંઇ પણ ચેષ્ટા થતી હોય છે તે ચેષ્ટા પણ પોતે નિત્ય બની જાય છે. બીજા શબ્દોમાં જે ટકી રહેનારૂં તત્ત્વ છે તેનાથી સંબંધિત જે કાંઇ પણ ચેષ્ટા, ચાહે મનથી વાણીથી અને દેહથી થશે તે સર્વ પણ ટકી રહેનાર બની જાય છે. જીવનમાં નાનામાં નાની વસ્તુથી લઇ મોટામાં મોટી વસ્તુ સુધી તેમજ તદ્દન નજીવા કાર્યથી લઇને અતિ-મહત્વપૂર્ણ કાર્ય

સુધી જે કાંઇ પણ મનનાં વ્યવહારથી વાણીના અને દેહના વ્યવહારથી થાય છે તે જ આપણને ઉપલબ્ધિ કરાવતું હોય છે. આ કોઇ એવી વાત નથી કે તમો વાંચનારાઓને માટે સમજાવવી પડે.

આ વાંચતા માત્ર એક ક્ષણ વિચાર કરી લ્યો તો તમને જણાશે કે કોઇપણ કાર્યના સંપાદનમાં ચેતન કે અચેતન સ્તરે વિચાર એટલે કે મન, ઉચ્ચારણ એટલે કે અન્યથી કહેવું અને અનુચ્ચારણ એટલે કે અંદરો-અંદર પોતાને જ કહેવું અર્થાત્ વાણીથી અને દેહથી પોતે ચેષ્ટા કરવી અથવા સામુહિક ચેષ્ટાઓનો ભાગ બની જવું એટલે કે દેહ, આ ત્રણ વસ્તુ, માત્ર ત્રણ વસ્તુ કાંઇ પણ ઉપલબ્ધિમાં કારણ બને છે. સવારે ઉઠીને દેહશુદ્ધિ કે દેહક્રિયાથી લઇ રસોઇ ધંધા નોકરી, મનોરંજન ખાવું પીવું મોજ-મજા એટલે કે દિનચર્યાને તપાસતાં જણશે કે તમો કોઇપણ એક જ વસ્તુનો વિચાર નહિ કરી શકો કે જેમાં તમારા આ ત્રણ હિસ્સા કોઇકને કોઇક રીતે આ ચેષ્ટા ન કરતા હોય અર્થાત્ 'ફંક્શન' ન કરતા હોય તેથી આટલું વિચારતાં તમને સમજાશે કે ન ટકવાવાળા તમામ લક્ષ્યો માટે થતી આ અસંખ્ય ત્રિવિધ ચેષ્ટાઓ પણ ટકવાવાળી બની જાય છે, તેમજ તે સ્વતઃ સિદ્ધ છે કે ટકવાવાળા લક્ષ્ય અથવા હેતુઓ માટે કરવામાં આવતી તમામ ત્રિવિધ ચેષ્ટાઓ પણ ટકવાવાળી બની જાય છે અર્થાત્ નિત્ય માટે થતું બધું જ નિત્ય બની જાય છે કેમકે તે નિત્ય હોય છે!

હવે હું જે કાંઇ કહેવા માંગુ છું, તેને પણ બરાબર સાંભળી, વાંચી, સમજી લેજો કેમકે આ કથન જે આપ બધા કહેતા હો છો તેવી અંધશ્રદ્ધા પર ટકેલું નથી પણ સામાન્ય વિચારની કસોટી પર પણ તે ખરું કરેલ છે અને પરિપક્વ વિચાર જેનું બીજું નામ 'શાસ્ત્ર' છે તે તો પોકારી પોકારી આ વાત આપણ બધાને, મનુષ્યમાત્રને, આદિ-અનાદિકાળથી સમજાવી રહેલ છે, બતાવી રહેલ છે, છતાં આજે પણ '**મહારાજ સુન્યો તો સહી પર સમજ્યો નાહી**' તે તથા ભગવાન વ્યાસના શબ્દો મને અનાયાસ યાદ આવી જાય છે. આપણી ભારત ભૂમીને જ્ઞાન-વિજ્ઞાન અને યથાર્થનો ખજાનો આપનાર એ ભગવદ્ અવતાર મનુષ્યમાત્ર પ્રત્યે કેવી અને કેટલી હિતકારી લાગણીથી પોકારી રહ્યાં છે.

**ऊर्ध्वबाहुर्विरोम्येष न ही कश्चिद् श्रुणोति मे।**

**धर्मात् अर्थश्च कामश्च स धर्मः किन्न सेव्यते?**

હાથ ઊંચા કરી પોકારી પોકારી ને આ સત્ય હું કહી રહ્યોં છું, છતાં લોકો સાંભળતા નથી હું તેઓને સમજાવી રહ્યોં છું કે તમને જે ખાઇ-પીને મોજ-મજા માણવી છે તે પણ ખરેખર ધર્મથી સિદ્ધ થાય છે અને એવી રીતે સિદ્ધ થાય છે કે આ મોજ માણવાથી નથી લોક બગડતો, નથી પરલોક બગડતો, યાને કે મોજ માણવાની તમામ ચેષ્ટાઓ જોકે અનિત્ય હોવા છતાંએ અગર ધર્મમાર્ગથી સંબંધ જોડી માણેલી હોય તો, તે મોજ પણ નિત્ય થઇ જાય છે. અને તેથી ધર્માચરણ થકી જે 'અર્થ' એટલે કે પૈસા-સાધન અને 'કામ' એટલે કે મનની અભિલાષાઓ તે ખરેખર સાચા અર્થમાં સિદ્ધ થાય છે. છતાંય તમો ધર્મનું સેવન કેમ નથી કરતાં ? ધર્મનું આચરણ કેમ નથી કરતાં ?

સંકલનઃ- શ્રીવલ્લભ નખચન્દ્ર છટામાંથી સાભાર.....



# ગોરક્ષા

**(લેખક :- એક ગૌ રક્ષાર્થી)**

**लसच्चलत्पुच्छगुच्छा धृतकर्णा मुखोपरि ।**

**उत्तुङ्गतीक्ष्णशृङ्गा गावो दृग्विषयाः कदा?**

**व्रजनाथमुखाम्भोजं पश्यन्त्यः स्मितसुन्दरम् ।**

**निमीलयन्त्यो नेत्राणि गावो दृग्विषयाः कदा?**

**श्रीहरिरायचरणाः**

**सनातनधर्ममें दो ही प्रधान है, गौ और ब्राह्मण। इन दोनोंकी अभिवृद्धि एवं उन्नतिके निमित्त प्रधान प्रयत्न होना चाहिये। गोवंशकी आज क्या दुर्दशा है - यह आप लोगोंको बतानेकी आवश्यकता न होगी। हा! जिस भारतमें दश दश हजार; और लाख लाख तक गो एक ही बारमें दान कर देनेके इतिहास मिलते हैं, वहाँ आज गृहस्थोंके घर एक एक भी गो रहना एक बड़ी भारी समस्या हो रही हैं। गोपालकी जन्मभूमिमें आज गोवंशकी रक्षा दुर्लभ हो रही है! गोरक्षाके बिना हमारा यह लोक और परलोक दोनों बिगड़ते आ रहे है। यदि (सनातन वैदिक धर्म) हिन्दुत्वकी कुछ भी रक्षा करना है, ते सबसे पहले हमें घृत आदि पदार्थोंकी शुद्धिके लिए यत्न करना चाहिए, और इसका प्रधान यत्न गोवंशकी रक्षा है। सरकारसे अनुरोध करके गोचरभूमिका यथाशक्ति उद्योग करिये, और प्रतिव्यक्ति या सङ्गठन बनाकर सब प्रकारसे अपने भोजनमें न्यूनता करके भी गौ-माताकी रक्षाके लिए कटिबद्ध हो जाईए। गौ-वंश रक्षापर ही हमारी ऐहीक और पारलौकिक उन्नति निर्भर है।**

**चतुर्थ-पञ्चमपीठाधीश्वर श्रीवल्लभलालजी महाराज (सं.१९६९) गादी बिराजे**

**ગૌરક્ષાનો પ્રશ્ન :-** જે ધર્મમાં ગાયોનું રક્ષણ એક ધર્મ તરીકે માનવામાં આવે છે, તે ધર્મ માટે ગોરક્ષાની આવશ્યક્તા વિષે લખવાનો પ્રસંગ, નિશ્ચિત ખેદકારક છે. દેશની અને ધર્મની એવી દુર્દશા થયેલી છે કે, તેના દરેકે-દરેક અંગમાં પેઠેલો છે અને તેનો જો યોગ્ય ઉપચાર નહિ કરવામાં આવે તો ધર્મનો લોપ થઇને દેશ અવનતિના ભયાનક ગર્તમાં ગબડી જશે. આ લેખના શીર્ષક ઉપર ગોરક્ષાના અગત્ય દેખાડનારો જે સુવર્ણમય ઉપદેશ દષ્ટિગોચર થાય છે, તેનો સાર સો છે? એ જ, સનાતન ધર્મના પ્રાણરૂપ ગાયોનું રક્ષણ હવે વિસ્મૃતિપથ થયું છે. પોતે જે શાખા ઉપર સ્થિર છે, તે જ શાખાનો નાશ થાય તો તેનું શું પરિણામ આવે? જે વૃક્ષ ફલ દ્વારા અનેકનું પોષણ કરે છે, તેના જ મૂળમાં કુઠારાઘાત થાય તો એ વૃક્ષથી જીવનારાઓના શા હાલ થાય? એ જ પ્રમાણે જે વિષય ધર્મના મૂલ તરીકે શાસ્ત્રકારોએ માન્યો છે, તેને સિંચન કરવાની ફરજ ત્યજીને ડાળીઓ અને પાંદડાઓને સિંચન કરીને ફલાશા રાખવી એનો અર્થ શો? એ જ કે મૂળનાશ, કહો કે ધર્મનાશ. એક વેળાએ જે દેશમાં પૂજ્ય મહર્ષિઓ ગાયો અને તેના વંશને સંતાનરૂપ ગણીને રક્ષણ કરતા, વધારે તો શું પણ **हिहींहींहींकारान् प्रतिपशु वने कुर्वति सदा, नमद्ब्रह्मेशेन्द्रप्रभृतिषु च मौनं धृतवति** એ શ્રીમદાચાર્યચરણની આજ્ઞાનુસાર સાક્ષાત્ પ્રભુ પણ જે ગાયોની પાછળ હીંહીં એવા અવાજો કરીને વનમાં પર્યટન કરીને નમન કરનારા એવા બ્રહ્મા, શંકર, ઇન્દ્ર આદિ તરફ મૌન ધારણ કરતાં; આજ તે દેશમાં ગોરક્ષાનો પ્રશ્ન ગંભીર રીતે ઉદ્ભવ્યો છે અને તેને માટે ખાસ હીલચાલો કરવાની જરૂર પડી છે!

**ધાર્મિક દષ્ટિએ અવલોકન :-** ભારતનાં દરેક કાર્યોમાં ધર્મ ઓતપ્રોત છે. ધર્મને બાજુએ મુકીને ભારતના કોઇ કાર્યોની સમાલોચના કરવામાં આવે તો એ એક શવશરીરની ચિકિત્સા જેવું જ ગણાય. ભારતના ઇતિહાસમાં સુવર્ણના અક્ષરે નોંધી રાખવાલાયક કાર્યો કરનારા મહારાજા પ્રતાપ, શિવાજી આદિ ધર્મનિષ્ઠ હતા. દેશોદ્ધાર ધર્મચુસ્ત માણસોથી જ થયો છે, અને થશે.

દેશની અવનતિનું મુખ્ય કારણ ધાર્મિક લાગણીની શિથિલતા જ છે. ગોરક્ષાના પ્રશ્ન સાથે ધર્મનો સંબંધ એટલો બધો સંગઠિત છે કે તેનું પૃથક્કરણ કરીને આર્થિક દષ્ટિએ જ તેનો વિચાર કરવામાં ભારતીય જનસમાજને અસર ઉત્પન્ન કરવાનો ઉદ્દેશ ફલીભૂત થાય નહિ. આ વાત કલકત્તામાં મળેલી 'સમસ્ત હિન્દ ગોરક્ષક પરિષદ્'ના એક અંગ્રેજ પ્રમુખ, કલકત્તા હાઈકોર્ટની જજ સર જોન વુડરોફને પણ કબૂલવી પડી છે કે તેઓ કહે છે કે 'પ્રત્યેક સવાનો **ધર્મ સાથે સંબંધ છે જ**,.....માત્ર આર્થિક વૃત્તિ જ મનુષ્યના હાર્દ ભાવો માટે બસ નથી'. દેશના ઈતિહાસમાં ગોરક્ષા માટે ઘણા જ દષ્ટાંતો મળે છે. મહાતપસ્વી મહર્ષિ ચ્યવનનાં અમૂલ્ય તપોબળની કિંમતમાં સાર્વભૌમ સામ્રાજ્ય વ્યર્થ ગયું અને ગૌમાતા જ તેની કિંમત આંકવામાં સાધનરૂપ થઈ છે, એ ઈતિહાસ મહાભારતમાં સવિસ્તાર અવલોકવામાં માન્યાં છે.

દરેક પવિત્ર સ્થળોની શુદ્ધિમાં ગૌમાતાને જ સહાયક તરીકે શાસ્ત્રકારોએ માન્યાં છે. ગૌમૂત્ર-ઝારણને ઉપલેપન દ્વારા સ્થાન શુદ્ધિનો પ્રકાર પણ આપણા સનાતન ધર્મમાં પ્રાપ્ત થાય છે. મહાભારતના આનુશાસનિક પર્વમાં પિતામહ ભીષ્મે યુધિષ્ઠિરને ગોરક્ષા માટે વિસ્તારપૂર્વક ઉપદેશ આપેલો છે. મહાકવિ કાલિદાસ કૃત રઘુવંશમાં એક ગાયનું પ્રાણનું રક્ષણ કરવા માટે સૂર્યવંશતિલક દિલીપરાજાને સાર્વભૌમ આધિપત્ય અને સ્વદેહ એ બન્નેનો ત્યાગ કરતા આલેખવામાં આવ્યા છે. ગાયોના રોમરોમમાં દેવતાઓના વાસનું સૂચન પુરાણો કરે છે. એ ગાય જે ઘરમાં નથી, તે ઘર સ્મશાનસમાન છે, એટલે સુધી પુરાણો નિરૂપણ કરે છે. સ્મૃતિઓમાં સર્વ ધાર્મિક ક્રિયાઓ યજ્ઞયાગદાન આદિમાં ગોમાતાનું જ પ્રાધાન્ય પ્રકાશે છે. મધ્યકાળમાં ગાયો માટે અસંખ્ય ધર્મપ્રાણ શૂર નરોનાં રક્તો રેડાયાં છે. એ સમયમાં એક ગાય પાછળ હજારો ધર્મવીર સનાતનધર્મીઓ પોતાનું બલિદાન આપતા એમ ઈતિહાસ સ્પષ્ટ કહે છે.

ગોરક્ષણની આટલી ઉપયોગીતા આ દેશમાં આર્થિક દષ્ટિએ ન હતી; પરંતુ ધર્મદષ્ટિએ જ હતી. ધર્મને સ્થળે અર્થને ગાદીનશીન કરી દેવામાં અને તેની સત્તાની હીમાયત કરવામાં જ દેશના સર્વસ્વરૂપ ગોધનનો નાશ થવાનો અવસર પ્રાપ્ત થયો છે. ગાયો પ્રતિ ધાર્મિક દષ્ટિએ પૂજ્યભાવ સ્થાપીને તેનાં રક્ષણ માટે સમયાનુસાર યોગ્ય ઉપાયો લેવામાં આવશે તો જ આ અગત્યના પ્રશ્નની ચર્ચાની સાર્થકતા છે. વૈષ્ણવોએ અને વૈષ્ણવાચાર્યોએ ગોરક્ષાના સવાલને ધાર્મિકરૂપ આપ્યું છે, તેથી હજું પણ વૈષ્ણવ માર્ગમાં હજારો ગાયો પોષાય છે.

### ગૌસેવા (ધનાશ્રી) - સદ્‌ગત પંડિત ગટ્ટુલાલાજી

સહુ જન ગૌસેવા સ્વીકારો.

સત્ત્વામૃત સાત્ત્વિક શાંતિભર, ભવમોચન પદ ધારો. ૧

ભૂમિભૂષણ દર્શન જનની, વૃષભતનુજ શિવ પ્યારો. ૨

અધર્મ વિધ્વંસિનિ આ મહિલા, પુચ્છ વૈતરિણી આરો. ૩

સકળ અંગભર દેવ બિરાજત, વેદ પુરાણ પસારો. ૪

ઋષિ મુનિ સેવક ક્ષત્રિય રક્ષણ, વૈશ્ય ગોપાલન સારો. ૫

કલિજન બોધ સગુણ પરમાત્મા, સેવે યમુના આરો; ૬

પ્રેમભક્તિ મુક્તિ રસ ભૌગી, ગોરક્ષણ જળ પસારો. ૭

પૂર્ણાનંદ દિગ્દર્શન આત્મા, ક્લેશવિપત્તિ નિવારો. ૮

*।। વૈષ્ણવ ધર્મ પતાકા પુસ્તક ૨, અંક ૩ માઘ સંવત્ ૧૯૭૪માંથી સાભાર ।।*

# શ્રીહરિરાય વાઙ્મુક્તાવલી

## ।। પ્રભુપ્રાદુર્ભાવવિચારઃ ।।

(અનુવાદક-વિવેચક :- ચિમનલાલ હરિશંકર શાસ્ત્રી)

...ગતાંકથી આગળ

### વ્યૂહવિચાર

**केवलपुरुषोत्तमोऽपि नन्दभवने प्रादुर्भूतो मायासहितः। वसुदेवगृहेऽपि प्रादुर्भूतं धर्मविशिष्टं स्वस्वरूपं धर्मिरूपेऽन्तर्भावयितुम्। स एव 'बभूव प्राकृतः शिशु'रित्यनेनोक्तः। एतच्च सर्वं 'प्रागयं वसुदेवस्य क्वचिज्जातस्तवात्मज' इति गर्गवाक्यादेव गम्यते। अन्यथा 'तत्वामज' इति न वदेत्, अग्रे च 'तस्मान्नन्दात्मजोऽयं त' इति। अन्यथा स्वामिनीनां 'यद् देवकीसुतपदाम्बुजलब्धिलक्ष्मि' 'देवकीजठरभू'रिति (च) निरूपणं नोपपद्येत, श्रुतिरूपाणां तासां परमाप्त-त्वात्। अतएव वसुदेवदेवगृहेऽपि तदा मूलरूपप्रादुर्भावः। तत्प्रयोजने तु वसुदेवदेवक्योर्विरहेणैकादशवर्षपर्यन्तं बाललीलाभावनं धर्मिविशिष्टस्वरूपान्तर्भावनं च। पूर्वं वसुदेवदेवक्योर्धर्मविशिष्टरूपप्रदर्शनं तु तयोर्वरदानसामयिकरूपज्ञानव्यवसायजननाय पूर्वकथनाय च इति बोध्यम्।**

**વસુદેવજીને ત્યાં પુરૂષોત્તમ ધર્મિ સ્વરૂપનું પ્રાગટ્યઃ**- કેવલ પુરૂષોત્તમ નન્દભવનમાં માયાસહિત પ્રગટ થયા છે. વસુદેવજીના ઘેર પણ પ્રગટેલું જે ધર્મવિશિષ્ટ સ્વરૂપ તેને સ્વધર્મિરૂપમાં અંતર્ભાવ કરવાને માટે એ જ પ્રગટ થયા છે. 'પ્રાકૃત શિશુરૂપ આપ થયા' ત્યાં આનુ નિરૂપણ છે. આ વાતને 'આ તમારો પુત્ર ક્વચિત્ વસુદેવજીને ત્યાં થયો હતો' એ ગર્ગવાક્ય સાક્ષીપૂરે છે. જો નન્દરાયજીને ઘેર પ્રાગટ્ય ન માનીએ તો નન્દરાયજીને આ 'તમારો પુત્ર' એવું ગર્ગ કેમ કહે? આગળ ચાલતાં 'માટે આ નન્દનો પુત્ર' ઈત્યાદિ વાક્યોમાં નંદપુત્ર તરીકે જે ઉલ્લેખ કરવામાં આવ્યો છે તે સંભવી શકે નહિ. હવે જો વસુદેવજીને ત્યાં પ્રાગટ્ય ન માનીએ તો 'દેવકીજઠરથી ઉત્પન્ન થયેલા' અને 'દેવકીસુતના ચરણકમલથી જેણે લક્ષ્મી પ્રાપ્ત કરી છે' એવું દેવકીપુત્રરૂપ શ્રીગોપીજનોએ કરેલું વર્ણન સંભવે નહિ. શું પરમ આપ્ત શ્રુતિરૂપા શ્રીગોપીજનો અન્યથા કહે? (આપ્તવાક્ય તો પ્રમાણ જ મનાય). માટે વસુદેવજીના ગૃહમાં પણ એ સમયે મૂલરૂપ પ્રભુનો આવિર્ભાવ માનવો જોઇએ. આવિર્ભાવનાં કારણ તો બે છેઃ એક વસુદેવજી અને દેવકીજીને વિરહ વડે અગિયાર વર્ષ પર્યન્ત બાલલીલાનો ભાવના દ્વારા અનુભવ કરાવવો અને બીજું ધર્મિસ્વરૂપમાં અંતર્ભાવ કરવો. વસુદેવ દેવકીજીને પ્રથમ જે ધર્મવિશિષ્ટ સ્વરૂપનું દર્શન કરાવ્યું તે વરદાન સમયના સ્વરૂપનું ભાન કરાવવા. એ જ આ ભગવાન એવું સમજાવવા આ ધર્મવિશિષ્ટ સ્વરૂપનું દર્શન કરાવવા જરૂર હતી.

**अथ 'नन्दगृहे वासुदेवो' 'वासुदेवोऽत्रैवाविर्भुत' इति (च) स्थलद्वये विचार्यते। वासुदेवव्यूहस्य वसुदेवगृहे तदानीमग्रिमलीलायां चरित्रभान्न, प्रादुर्भावः, प्रयोजनाभावात्। तत्प्रयोजनं तु साक्षान्मुक्तिदानम्। न तत्प्रयोजनं पश्यामः। अतएव 'पार्थास्तु पूताः पद्मापुरस्ये'त्यादिवचनानि सङ्गच्छन्ते। व्रजे तु मायासहितः पुरुषोत्तमः प्रादुर्भूत इति पूतनादिमुक्तिदानाय वासुदेवापेक्षेति नन्दगृहे तत्प्रादुर्भावो वाच्यः। ततो मायावृतपुरुषोत्तमो वासुदेवाधिष्ठान इति गम्यते। वासुदेवस्य**

**विशुद्धसत्त्वात्मकत्वेनतदधिष्ठानतोप्रपद्यते। अतएव सुरेशनलकूबरवरूणप्रभृतिनामप्यत्र पुष्टिलीलास्वरूपदर्शनम्, अन्यथा व्रजजनानामेव तद्दर्शनं स्यात्।**

**अतो वासुदेवप्रादुर्भूवोऽत्र युक्त्या साधितः। अतएव सिद्धान्त इति कथनम्। ननु कथापि नन्दगृहे वासुदेवाविर्भावे किं प्रमाणमिति चेत्, धराद्रोणदशायां ब्रह्मप्राप्तवरसार्थकत्वान्यथानुपपत्तिरेव स्यात्। अतएव तत्र शुकेन न 'पुत्रीभूते जनार्दन' इत्युक्तम्। पुत्रत्वभवनं तु न साक्षातुपुरूषोत्तमे घटते, तत्र भावस्यैवस्वरूपत्वात्। अतएव 'न माता न पिता' इत्याद्युद्धववाक्यानि सङ्गच्छन्ते। भगवान् भावात्मा इति भक्तजनभावितं तत्र सर्वमेवोपपद्यत इति नानुपपतिरूद्भावनीया। एतदेव श्रीभागवते 'यद्यद्धिया त उरुगाय विभावयन्ति तत्तद्वपुः प्रणयसे सदनुग्रहाय' इत्येननाभिहितम्। श्रीमदाचार्यवर्यैरपि 'नन्दस्त्वात्मज उत्पन्न' इत्यत्रात्मनः (शकाशाज्जत) पुत्र इति नन्दस्य बुद्धिरेव वर्णिता।**

**નન્દરાયજીને ઘેર વાસુદેવ વ્યૂહ** :- આ વાત બે સ્થળે છેઃ એક તો **'नन्दगृहे वासुदेवः'** અને બીજું **'वासुदेवोऽत्रैवाविर्भूतः'**. વાસુદેવવ્યૂહની લીલા વસુદેવને ઘેર તે વખતે ઉપયોગી ન હતી તેથી વાસુદેવજીને ઘેર વસુદેવવ્યૂહનું પ્રાગટ્ય નથી. સાક્ષાન્મુક્તિદાન કરનાર વાસુદેવનું પ્રયોજન વાસુદેવજીને ત્યાં ન જ હોય; અને **'पार्थास्तु पूताः पदमापुरस्य'** ઈત્યાદિ વાક્યોની ત્યારે જ સંગતી મળે છે. વ્રજમાં તો માયાસહિત પુરૂષોત્તમનો આવિર્ભાવ છે. વ્રજમાં પૂતના વગેરેને મુક્તિનું દાન કરવાને વાસુદેવવ્યૂહની જરૂર છે, તેથી વાસુદેવવ્યૂહ નંદરાયજીને ત્યાં જ પ્રગટ્યા એમ કહેવું પડે. હવે માયાથી વીંટાયેલા પુરૂષોત્તમને વાસુદેવ જેમનું અધિષ્ઠાન છે તેવા સમજવા. વાસુદેવ વિશુદ્ધ સત્વાત્મક હોવાથી પુરૂષોત્તમનું અધિષ્ઠાન પણ સંભવે છે. આ જ કારણથી, એટલે કે, અહીં વાસુદેવવ્યૂહ છે એ કારણે જ, ઈન્દ્ર નલકૂબેર વરૂણાદિને પણ અહીં પુષ્ટિલીલાનું દર્શન થયું; નહિ તો ફક્ત વ્રજજનનોને ન થાત. માટે નન્દરાયજીને ઘેર વાસુદેવ વ્યૂહ છે, એમ યુક્તિથી સિદ્ધ કર્યું.

અને આ સિદ્ધાન્ત આ છે એ પ્રમાણે પણ કહ્યું છે. વાસુદેવવ્યૂહ નન્દરાયજીને ઘેર પ્રગટ્યા, એમાં પ્રમાણ પણ છે; યશોદાજી નન્દરાયજી પૂર્વ જન્મમાં જ્યારે તે ધરાદ્રોણ અવસ્થામાં હતા ત્યારે બ્રહ્માથી પ્રાપ્ત કરેલા વરદાનને સાર્થક કરવાને વાસુદેવવ્યૂહ પ્રગટ્યા, એ ખુલાસો પણ છે; નહિ તો પુરૂષોત્તમ તો પુત્રરૂપે પ્રગટે નહિં, એ તો વરણાનુકૂલ પોતાની ઈચ્છાથી જ પ્રાપ્ત થાય છે. આમ થાય તો વરદાન વ્યર્થ થાય છે. માટે શુકદેવજીએ પણ **'पुत्रीभूते जनार्दन'** એમ નથી કહ્યું. પુત્રપણું સાક્ષાત્પુરૂષોત્તમમાં તો ન જ ઘટે, કારણકે ભાવ સર્વરૂપે થાય છે; 'આ ભગવાનને માતા નથી કે પિતા નથી' એ ઉદ્ધવવાક્ય પણ તો જ ઘટે. ભગવાન ભાવાત્મા છે માટે ભક્તજન જેવી ભાવના કરે તે સર્વ જ સંભવે (ભક્તની ભાવના ભગવાન સિદ્ધ કરે); માટે કાંઈ અયોગ્ય છે જ નહિ. આ વાત શ્રીમદ્ ભાગવતમાં 'ભક્તોના ઉપર અનુગ્રહ કરવાને માટે તેઓ જે જે બુદ્ધિથી આપની ભાવના કરે છે તે તે દેહ આપ ધારણ કરો છો, પ્રગટ થાઓ છો' ઈત્યર્થક **'यद्यद्धिया त उरुगाय विभावयन्ति तत्तद्वपुः प्रणयसे सदनुग्रहाय'** આ શ્લોકનાં શ્રીસુબોધિનીજીમાં 'પોતાનાથી જ પુત્ર જન્મ્યો' એવી નંદરાયજીની બુદ્ધિ જ વર્ણવી છે.

..ક્રમશઃ



# શુદ્ધાદ્વૈત બ્રહ્મવાદ

ગો.વા.મગનલાલ ગ. શાસ્ત્રી વિરચિત

## પ્રકરણ ૬ – અક્ષરબ્રહ્મનું સ્વરૂપ

બ્રહ્મમાં ત્રણ સ્વરૂપ છેઃ ૧) આધિદૈવિક બ્રહ્મ માત્ર ભક્તિ વડે જ પ્રાપ્ત થઇ શકે છે. ૨) આધ્યાત્મિક બ્રહ્મને અક્ષર કહે છે. શુદ્ધાદ્વૈતજ્ઞાની ભક્તિ વિનાનો હોય તો તેનો અક્ષર બ્રહ્મમાં લય થાય છે. જ્ઞાનીઓ જેને મેળવી શકે છે એવું આધ્યાત્મિક સ્વરૂપ તે અક્ષરબ્રહ્મ. ૩) જગત્ એ બ્રહ્મનું આધિભૌતિક રૂપ છે.

આપણે પહેલાં આધિદૈવિક બ્રહ્મના સ્વરૂપનો વિચાર કર્યો. હવે અક્ષરબ્રહ્મના સ્વરૂપનો, અર્થાત્ બ્રહ્મના આધ્યાત્મિક સ્વરૂપનો વિચાર કરીએ. ભગવાન જ્યારે જે રૂપ વડે કાર્ય કરવાની ઇચ્છા કરે છે ત્યારે તે જ સ્વરૂપ વડે બધી ક્રિયા કરે છે. તેમાં જ્યારે જ્ઞાન દ્વારા મોક્ષ આપવાની ભગવાનને ઇચ્છા થાય છે ત્યારે પુરૂષોત્તમના આધાર ભાગ, ચરણરૂપ અક્ષરબ્રહ્મને ૧) અક્ષરરૂપ, ૨) કાલરૂપ, ૩) કર્મરૂપ અને ૪) સ્વભાવરૂપ એ ચાર સ્વરૂપ ધારણ કરાવે છે. તેમાં જે સ્વરૂપ પ્રકૃતિ અને પુરુષ એ પ્રમાણે બે રૂપવાળું છે તે જ સર્વનું કારણ બનેલું અક્ષરબ્રહ્મ છે. અક્ષરબ્રહ્મ અને પુરૂષોત્તમ એ બે વચ્ચે ફરક ફક્ત એટલો છે કે પુરૂષોત્તમ પૂર્ણ સત્, પૂર્ણ ચિત્ અને પૂર્ણ આનન્દ છે; પરંતુ અક્ષરબ્રહ્મમાં આનન્દનો કંઇક તિરોભાવ છે, આનન્દ ઓછા અંશમાં પ્રગટ થયેલો હોય છે. આ પ્રમાણે અક્ષરબ્રહ્મમાં મર્યાદા બાંધી તેના પુરૂષોત્તમથી ભિન્નતા રાખવામાં આવી છે. '**इयदामननात्**' બ્રહ્મસૂત્ર ૩.૩.૨૪ સૂત્રમાં મનુષ્યના આનન્દથી શરૂ કરી અક્ષરના આનન્દ સુધી આનન્દના પ્રકારે દર્શાવેલા છે.

'**सैषानन्दस्य मीमांसा**' તૈતરીય ઉપનિષદ્ ૨.૮માં આ આનંદની મીમાંસા-ચર્ચા છે, આ શ્રુતિ પણ આવા જ પ્રકારો દર્શાવે છે. મારે આ પ્રકારે પ્રગટ થઇ આવી લીલા કરવી છે એમ જ્યારે પુરૂષોત્તમને ઇચ્છા જ થઇ ત્યારે અંતઃકરણમાં '**सत्**' નો અંશ ઊંચે જાય છે અને તેથી આનન્દનો અંશ કંઇક અંશે ઓછો થાય છે, તિરોહિત થાય છે. અને આથી જ પુરૂષોત્તમ અને અક્ષરબ્રહ્મમાં તફાવત એ રહે છે કે પુરૂષોત્તમ તો લીલા વડે ઇચ્છા જ કરે છે, તેમાં મગ્ન થતા નથી; પણ અક્ષરબ્રહ્મ તે ઇચ્છામાં મગ્ન થાય છે. આથી જ પુરૂષોત્તમ સદા સર્વદા આનન્દમાં પૂર્ણ પણે રહે છે; અને અક્ષરબ્રહ્મમાં '**सत्**' ના અંશથી આનન્દના અંશની ન્યૂનતા રહે છે. એ અક્ષરબ્રહ્મ મુખ્ય જીવ કહેવાય છે અને તેથી ઔડુલોમિ આચાર્યના મતમાં ચિદ્રૂપ જીવનો ચિદ્રૂપ પોતાને યોગ્ય એવા બ્રહ્મમાં પ્રવેશ સ્વીકાર્યો છે. અક્ષરબ્રહ્મમાં આનંદ અંશ તિરોહિત છે છતાં જીવ કરતાં તે ભિન્ન પ્રકારનું છે. ઇચ્છાના પ્રવેશ થવાથી જ અક્ષરબ્રહ્મ કાર્યમાં રચ્યુ પચ્યું રહે છે; તેથી અક્ષરબ્રહ્મમાં આનન્દનો તિરોભાવ કહેવાય છે. વસ્તુતઃ તે આનન્દમય જ છે, માટે પુરૂષાવતાર તેમાંથી, અથવા તે પોતે જ થાય છે. પ્રથમ જે ઇચ્છા થઇ તેણે આકાર ધારણ કર્યો અને તેથી તે ઘન થઇ.

આ તત્ત્વ જ પ્રકૃતિ કહેવાય છે. એટલે પ્રકૃતિથી પણ અક્ષરબ્રહ્મ જુદું છે. અર્થાત્ પ્રકૃતિ અને પુરુષ કરતાં અક્ષરબ્રહ્મ ઊંચું-શ્રેષ્ઠ છે. સર્વકારણનું કારણ બનેલું આ અક્ષરબ્રહ્મ, બ્રહ્મ, કૂટસ્થ, નિર્વિકાર, અવ્યક્ત વગેરે શબ્દોથી ઓળખાય છે. અક્ષરબ્રહ્મ અને પુરૂષોત્તમની વચ્ચે અંતર નથી. અક્ષરબ્રહ્મ મૂળ પુરૂષોત્તમ સાથે બહુ ગાઢતાથી રહેલું છે. અક્ષરબ્રહ્મમાં બધાં જ આવરણોવાળાં કરોડો અંડ છે એમ શ્રીમદ્ભાગવતમાં આજ્ઞા છે. પરબ્રહ્મ વિરુદ્ધધર્મનો આશ્રય છે, તેથી અક્ષરબ્રહ્મ

પુરૂષોત્તમનો આધાર છે. અક્ષરબ્રહ્મ પરમ ધામ છે, પરમ વ્યોમ છે, હંસ સ્વરૂપનું પુચ્છ છે, માટે જ આધેય-જેનો એ આધાર છે તે પરબ્રહ્મનું સ્વરૂપ-મોટામાં મોટું છે, પરથી પણ પર છે. કોઇક વખત વૈકુંઠમાં રહેલા પ્રભુ જગતના આકાર વડે આવિર્ભાવ પામે છે, ત્યારે અક્ષરબ્રહ્મ પણ બહુ પ્રકારે પ્રગટ થાય છે.

જ્યારે હરિને હું પ્રભુ છું એવી સ્ફૂર્તિ થાય છે ત્યારે લોક વગેરે રૂપે અક્ષરબ્રહ્મ પ્રગટ થાય છે. વૈકુંઠમાં રહેલા ભગવાનના ભક્તો અક્ષરાત્મક હોવાથી મુક્ત છે, પરંતુ અક્ષર કરતાં પણ પુરૂષોત્તમ મહાન છે. બધા અક્ષરાત્મક છે એ દૃષ્ટિએ સર્વનો અભેદ ઘટે છે. જ્યારે અંતરની ઉપાસનાથી અક્ષરબ્રહ્મ અંતર્યામિ સ્વરૂપે પ્રગટ થાય છે, ત્યારે સદ્યોમુક્તિ વખતે જ્ઞાની પુરૂષો તેમના ચરણારવિંદમાં પ્રવેશ કરે છે. તેથી જ અક્ષરબ્રહ્મને ચરણ કહેવામાં આવે છે. શિશુપાલનો પુરૂષોત્તમના ચરણારવિંદમાં પ્રવેશ થયો તે પણ આ પ્રકારે જ થયો. આનન્દમયના વર્ણનમાં બ્રહ્મ હંસ છે. બ્રહ્મ પુચ્છ છે, બ્રહ્મ પ્રતિષ્ઠા છે એ પ્રમાણે કહેલું છે. તેથી અક્ષરબ્રહ્મ આનન્દમય, રસમય, પુરૂષોત્તમનો પુચ્છ ભાગ, આધાર કહેવાય છે. આ પ્રમાણે પુરૂષોત્તમમાં જ અનેક ભાવો રહેલા છે, તો પણ જ્ઞાનમાર્ગમાં તેમનું ધ્યાન અક્ષરબ્રહ્મ તરીકે જ થાય છે.

પ્રથમ તેના જ નિદિધ્યાસન વડે જે જ્ઞાન ઉત્પન્ન થાય છે, તેથી તે અધિકારીને અક્ષરબ્રહ્મમાં પરમાત્માનો (એકલા અક્ષરબ્રહ્મનો નહિ) અનુભવ થાય છે, '**ते प्राप्नुवन्ति मामेव**', શ્રીગીતાજી ૧૨.૪ તેઓ પણ મને જ પામે છે, વગેરે શ્રીમદ્‌ભગવદ્ વાક્ય પણ આ પ્રકારે ઘટે છે. એ જ અક્ષરબ્રહ્મ જ્ઞાનીને પરમફલરૂપ જણાય છે, જ્યારે ભક્તને પુરૂષોત્તમ ધામરૂપ જણાય છે. ભક્તિમાર્ગમાં આરંભથી જ આનન્દ છે, જ્ઞાનમાં અંતમાં જ આનન્દ છે, તો પણ જ્ઞાનમાર્ગમાં અક્ષર જ સેવ્ય છે. એમ પુરૂષોત્તમનો અને અક્ષરબ્રહ્મનો ભેદ નિરૂપણ કરવામાં શ્રીકૃષ્ણનું માહાત્મ્ય જ રહેલું છે. માટે શ્રીકૃષ્ણ અક્ષરથી ચઢીયાતા છે, અધિક છે, ઉત્તમ છે, પર પુરૂષ છે. '**अतो ज्यायांश्च पुरुषः**',ઋગવેદ ૧૦.૯૦.૩ - આ બધું જગત્ (પરમાત્મારૂપી) પુરુષનો મહિમા છે. પરમાત્મા તો આનાથી પણ ઘણાં મોટા છે. '**अतोऽस्मि लोके वेदे च प्रथितः पुरुषोत्तमः**', શ્રીગીતાજી ૧૫.૧૮ તેથી લોક અને વેદમાં હું પુરૂષોત્તમ નામથી પ્રસિદ્ધ થયો છું. '**उत्तमः पुरुषस्त्वन्यः परमात्मेत्युदाहृतः**' શ્રીગીતાજી ૧૫.૧૭ ક્ષર અને અક્ષર એ બન્નેથી ઉત્તમ પુરૂષ જુદો છે, અને તેને પરમાત્મા કહેવામાં આવે છે.

આ પ્રમાણે અક્ષરબ્રહ્મનું સ્વરૂપ કૂટસ્થ છે, તો પણ પુરૂષોત્તમથી તે ન્યૂન છે, કારણ કે હરિ પૂર્ણ આનન્દવાળા છે, જ્યારે અક્ષરમાં આનન્દ મર્યાદિત છે, તે ગણિતાનન્દ છે. એવા અક્ષરમાં શુદ્ધાદ્વૈત જ્ઞાનીનો, સમુદ્રમાં જેમ નદીઓ નામ અને રૂપનો ત્યાગ કરીને પ્રવેશ કરે છે તેમ, નામ અને રૂપરહિત નિર્વિશેષ લય થાય છે. રસમય સ્વરૂપનો પૂર્ણ રસાસ્વાદ વિરલ ભક્તને, રસિકને થાય છે એવી યોગ્ય વ્યવસ્થા છે. બીજા સંપ્રદાયના સાત્ત્વિક, રાજસ અને તામસ જ્ઞાનીઓ, સર્વ જગત મિથ્યા છે, માયા છે, એવા પ્રકારના મિથ્યા જ્ઞાનીઓ, ભ્રાંત અને પ્રતારણા-છેતરપિંડી-શાસ્ત્રના અનયાયીઓ તો ક્રમે ક્રમે સત્ત્વગુણ, રજોગુણ, તમોગુણ, મિથ્યા જ્ઞાન, ભ્રમ, પ્રતારણામાંથી મુક્ત થઇ, નિર્ગુણ, શુદ્ધાદ્વૈત જ્ઞાન પ્રાપ્ત કરે, તે પ્રમાણે વર્તન કરે, ત્યારે જ બહુ મહેનતે છેવટે અક્ષરબ્રહ્મમાં લય પામે શકે એમ શાસ્ત્રનો નિયમ છે. બ્રહ્મવાદની આ ઊંચામાં ઊંચી દૃષ્ટિથી જોતાં માયાવાદ તદ્દન ઊતરતી કોટિનો છે, તો પણ તેના અનુયાયીઓ હાલમાં તેનો ખૂબ ઉત્કર્ષ કરવા મથે છે એ પણ એક મહા મોહ જ છે, ઈશ્વરની માયા છે.



# આશ્રયકો પદ

## શ્રીપુરુષોત્તમચરણ કૃત આશ્રયકો પદ

શ્રીવલ્લભ ચરણકમલ શિર નાઉં;

ચિત્ત ઉદ્વેગ રહત મેરે, તનકી તપત બુઝાઉં. ૧

કાહા કરૂં ચિત્ત ચેન ન પરતહેં, તાતે અતિ અકુલાઉં;

બાંહ્ય ગહ્યેકી લાજહી તુમજી, ચરન ગ્રહી સુખ પાઉં. ૨

અબ નિશ્ચે જીયમેં યહ ભઈહે, ઓર ન કાહુ લાઉં;

પુરુષોત્તમ પ્રભુ કરો કૃપા જબ, આપ ચરન લપટાઉં. ૩

# શ્રીગોકુલનાથકી જય

## વલ્લભાખ્યાન - ૩

### રાગ ધનાશ્રી

આ પોષ મધ્યાહ્ને નોમે શ્રીનાથજી, અક્કાજી ઉર ઉપન્યો આનન્દ ।।

આ ચન્દ શ્રીવૃન્દાવન તણો પ્રગટિયો ।। ૧ ।।

આ સૌભાગ્ય સુન્દરી મળી ધવલ ગાયે, સુહાયે રૂડા કંઠના નાદ ।।

આહ્લાદ ઉપન્યો તે અંગો અંગ ઘણું ।। ૨ ।।

આ સૂતિકા સદન સોહામણું, શોભા રૂડી લહેરડે જાય ।।

આ વાજિંત્ર વાજે તે સમય તણાં ।। ૩ ।।

આ સર્વસ્વ દાન તેણે સમે, કરે રે શ્રીવલ્લભજી ઉદાર ।।

આ સુકુમાર સુત ઉદયો શ્રવણે સુણી ।। ૪ ।।

આ પાતાળે શેષનાગ રીઝિયા, ઉપર ઈન્દ્રાદિક દેવ ।।

આ તત ખેવ સુણી નિશાન વજડાવિયા ।। ૫ ।।

આ સિદ્ધ ગંધર્વ ગુણી અપ્સરા, ઉલટિયા નૃત્યને નાદ ।।

આહ્લાદ ભર્યા શ્રીવલ્લભજીએ માનિયા ।। ૬ ।।

આ બ્રહ્મા મહાદેવ મુનિ હરખિયા, વરખિયા કુસુમ સમૂહ ।।





આ મોહ ટાળ્યો જગતના જીવનો ॥૭॥
આ નિગમ સામ શાખા સહસ્રશું, કરે રે ભલા નિર્ઘોષ ॥
આ ઘોષપતિ ભગવન્ત (ભગવદીય) ભેટતાં ॥૮॥
આ વેદ વિહિત કૃત્ય સર્વે કીધાં, દીધાં બહુ પેરે ગોદાન ॥
આ માનશું સ્વજન સંતોષિયા ॥૯॥
આ કનક કચોળા કુંકુમ ભર્યા, અક્ષત દૂર્વા ભર્યા રે સુથાળ ॥
આ માળ પારિજાતની મહેમહે ॥૧૦॥
આ તોરણ પર્ણ સહકારના, ધરણિયે ચંદન તણાં નીર ॥
આ વીર શ્રીગોપીનાથ શ્રીવિઠ્ઠલ પ્રગટિયા ॥૧૧॥
આ દધિ દૂધ ધૃત મધુ માણ્ડવે, શેરડિયે વહેરે સુગંધ ॥
આ સુગંધે મોહ્યા અલિકુલ આવિયા ॥૧૨॥
આ સૂત માગધ સાધુ સર્વે મળ્યા, મળિયા તે માંહો માંહે ॥
આ ઉત્સાહ ભર્યા કો' કોને જાણે નહીં ॥૧૩॥
આ શુકદેવ સબળ આનંદિયા, વંદિયા શ્રીવલ્લભજીના ચરણ ॥
આ ગિરિધરણ શ્રીભાગવત મારું નિરખશે ॥૧૪॥
આ સકલ કલા કલિકાલમાં, કલ્પદ્રુમ પ્રગટિયો આજ ॥
આ કાજ મન વાંછિત પૂરવા ॥૧૫॥
આ તૈલંગ તિલક ત્રિભુવન ધણી, મણિ મરકત ધનવાન ॥
આ સમાન રૂપ નિરખતા કોઇ નહીં ॥૧૬॥
આ ગણક ગર્ગાદિક આવિયા, ભાવિયા દિયે રે આશિષ ॥
આ જગદીશ શ્રીવલ્લભ ઘેર પ્રગટિયા ॥૧૭॥
આ ધવલ ધનાશ્રી ગાન જે કરે, ઉચ્ચરે શ્રીવિઠ્ઠલજી અવતાર ॥
આ સારસ્વત લીલા તે જન લહે ॥૧૮॥
આ દાસનો દાસ જાય વારણે, બારણે, રહ્યો રે ઉત્સવ જુએ ॥
આ કો એક ભાગ્યવાન(ભગવદી) તે સમે ॥૧૯॥

|| ShriGokulesho Jayati ||

# ShriVallabhacharya

(Expression by Prof. Jethalal G Shah)

...continued

## Purushottama as Supreme God :-

Again God as *Purushottama* has four forms. 1) Akshara, 2) Time, 3) Action and 4) Nature. Akshara is the unmanifested form of God from which the world is manifested from it with the help of the inner power of God called Maya. Time is the first principle that is manifested. It disturbs the equilibrium of the Gunas (qualities) in the Prakriti. The next thing that is manifested in the creative activity is action and then innate nature (svabhava) which is responsible for every kind of change from God. Nature (Swabhava) determind the characteristic mark of each thing.

As the material causes must satisfy these conditions: 1) Its existence prior to the effect, 2) The inherence of the effect in the cause, 3) Persistency of the cause in the effect, 4) Its inseparability from the effect. The clay is a material case of the jar, because it exists prior to the production of the jar. The jar had its existence in a subtle form of clay, prior to its manifestation as a jar. Clay also persists in the jar even after its production. It is there in the jar-form during its existence and when it ceases to be a jar, it once more returns to its original form of clay. On the anology of jar and clay, it is asserted that Brahman is the material cause of the world. The world has come out from Brahman in which it existed as its constituent of 'being'. Only as an effect it is separately known as the world. In other words, the world which is an effect of Brahman is the effect of Brahman and as such, not different from Brahman. On this point, different systems have different views. The Sankhayas regard Prakriti as a material cause. The Vaisheshikas think atoms as a material cause. The Shamkara holds that Brahman in its Absolute form is neither a cause not an effect, but the Maya-considered Brahman known as Ishavara is the material cause of the world. The Ramanuja holds that Brahman associated with Chitt And Achit, is the material cause of the universe. Vallabha shares this views and asserts that the material cause of the world is Brahman alone. It manifests this world by its will, from its 'Being' aspects.

It is also an efficient cause. Badarayana Vyas has considered this in His Brahmasutras. There, it is affirmed that the world, which is unconscious, is the manifestation of God's being aspect and that is the material cause. The world is not a production but a manifestation, revealed for God's own sport by His Will.

It defines Brahman as one in which the world has existence and to which it ultimately gets dissolved. Not only the origination as 'being' of the world but the subsequent states, namely existence, augmentation, development, decrease and dissolution are also said to be manifestations of Brahman due to God's will. As an effect, it seems to be a separate entity from Brahman ut essentially it is not so. In the world which is its 'being' form, Brahman is not lost. It is Brahman without consciousness and bliss. The view of Brahman's being a material cause of the world is supported by the passages of the Upanishadas which affirm 'This whole world is Aatman or Brahman' 'This world is Brahman' ' Brahman becomes all' 'Brahman manifests Itself, by Its own will'. The Gita also

supports this in VII-6, where Krishna as God says to Arjuna, 'The world originates from Me and dissolves in Me. It further says in VII-7 that there is nothing else besides God. Brahman is the eternal seed of all beings VII-10.

The Nyaya system recognizes three kinds of causes. 1) the Material cause. 2) the Upadan cause. 3) the efficient Cause. The first one is a material cause. Threads are a material (Samavayi Karana) cause of a cloth, but the colour of the threads is the Upadana Karana. Vallabhacharya accepts only two causes. He says that Brahman is the Material cause of the Universe and also the Efficient cause. The concept of a Samavayi Karana consists in universal and unconditional perversion of God as a cause of the world without being affected in His essence by any change. The concept of Upadana however involves a comcept of a change. While regarding Brahman as a Samavayi Karana of the world, Vallabhacharya, however, does not admit that there is Samavayi relation between Brahman and the world-which in the case of the relation of a cause and an effect, the whole and its parts, the substance and its quality, because, what is known as an effect or a quality or a part is not different from the cause or a substance or the whole which is Brahman. He does not understand the Samavaya relation as inherence in which it is understood by the Nyaya system but, following The Shamkara and the Ramanuja, he understands it in the sense of identity. The manifestation of Brahman in various forms is not different from their cause (Brahman) but they are identical with Brahman. So the relation is to be understood as TAdatmya (identity). This identity is not pure identity but identity involving the notion of identity in difference, in which what appears as different from the cause, is only a different mode of the appearance of the cause. Brahman, according to Vallabhacharya, is unchanging like earth in a pot. Even in Brahman's manifestation as the world, there is no medication in the essence of Brahman. This is known as Avikrita Parinamvada.

The Samkhaya system accepts Prakriti as a material cause, but it cannot be so; because Prakriti is unconscious. It has no will to create. The creative activity presupposes the will on the part of the creator, without which, the world cannot be brought out from Prakriti as a material cause. The Vaisheshika atom theory for the same reason is not acceptable. The souls being many and atomic in size, cannot possess creative activity. So Badrayana says that the creative activity belongs to Brahman, who reveals this world out of Itself for Its own sport, by Its will, uninfluenced by Maya. Vallabhacharya holds the same view.

Brahman is the material cause without Samavaya relation (relation of inherence) to the world. According to the Naiyayikas, the relation of inherence exists between a cause and an effect, between a qualities and substance, between universals and particulars. Vallabhacharya does not admit such a relation. According to Him, Brahman is a substance that manifests Itself, by Its own will, as cause and effect. But the effect is not different from the cause. Only it is known by a new name. The apparent diversity of the objects in facts reveals only one integral Reality-Brahman.

...........to be continued

**** ShriGokulnathki Jai ****

## શ્રીગુસાંઈજીના પ્રાગટ્યોત્સવના ચોખરા (અનુભવાનંદ ગ્રંથમાંથી)

અનુભવ છે વલી અત્ય ઘણા, તે જાણે છે બહુ મન્ય; ગુપ્ત પ્રગટ આપાપણા, લહે રસિક તે ધન્ય. ૧

સંક્ષેપે કરી કહું વલી, પ્રસિદ્ધ સર્વને જેહ; ઓછવ આવે છે જે પછે, શ્રીજી પ્રસન્ન હોએ તેહ. ૨

શ્રગુસાંઈજીને જનમ દિન, મહાપ્રભુનેં અતિઆનન્દ; કેસરે નાહેં મોદશું, ગાયે ધોલ વ્રજજનવૃદ. ૩

ધોતી ઉપરણો કેસરી, ધરે ગુંજા માલા સોહાય; ભીતર્ય પાઓ ધારે ત્યાંહાં વલી, ભોગ રાગ બહુ થાય. ૪

રાજભોગ સર્યા પછી, મહોછવ ભોજન તે થાય; વૈષ્ણવ બહુ સહુ જ્ઞાત્ય લેં, તેણે પ્રભુને મોદ ન માય. ૫

ભોજન કરી સોહે ગાદીએ, પછે કીરતનીઆ બહુ ગાય; પેહેરામણી આવે અત્ય ઘણી, ભેટ્ય તે કહી ન જાય. ૬

પોષવદિ નવમી જગવિદિત, મહાપ્રભુને હર્ષ અપાર; મૂલથી શાખા પ્રસરિયો, ભગવદી સહુ નરનાર. ૭

પૂર્વ પશ્ચિમ ઉત્તરે, દક્ષિણ અને મધ્યદેશ; છોટા ગામને નગરમાં, એ ઉત્સવ પ્રગટ દિનેશ. ૮

અવતારિકા નવ એ કહી, નવરત્ન ગ્રંથ અનુસાર; નવમી દિન પ્રાગટ્ય તે, નવધા ભક્તિ પ્રકાર. ૯

નિવેદન નવરત્ન કહી, દશમી વિવિધ પ્રકાશ; શ્રીવિઠ્ઠલેશ વિસ્તારીઓ, જગવિદિત કહે હરિદાસ. ૧૦

શ્રીઆચાર્યે પ્રાગટ્ય કર્યો, એ માર્ગ અતિરસરૂપ; શ્રીગુસાંઈજીએ દૃઢ કર્યો, અનુભવ્યો ગોકુલભૂપ. ૧૧

વલી રક્ષઅ માર્ગની કરી, તે જાણે સહુ સાર; નિજભક્ત અર્થે પ્રાગટ્ય તે, કહાં લગી કરૂં વિસ્તાર. ૧૨





# શ્રીગોકુલેશ પાઠશાળા

શ્રીમોક્ષદા એકાદશી વ્રત